# શ્રી હરિ પદ્યમાલા.

પ્રયોજક અને પ્રકાશક


બ્રહ્મર્ષિ શ્રી હરેરામ શર્મા.

શારંગપુર,તળીઆની પોળ- અમદાવાદ.



આવૃત્તિ ૧ લી.   પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૫.   સને ૧૯૧૯.

અમદાવાદ,

ટંકશાળમાં ધી યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લીમીટેડમાં મોતીલાલ શામળદાસે છાપ્યું.

કિંમત ૦-૩-૦.

# શ્રી હરિ પદ્યમાલા.



## ગઝલની લય.

પ્રભુને પામવા માટે ઘણાં ફાંફાં ઘણા મારે,
પુછે જો કોઈ ભેદુને હૃદયથી તે કહે ત્યારે. ૧
થઇ ભીખારી જો કોઈ ત્હમારી પાસ ત્હાં આવે;
ત્હમે નહીને ત્હમારા ભાઈ તમાચા ગાળ વરસાવે. ૨
ત્હમે જો ભીખ માગંતા પ્રભુ પાસે જવા માગો
ત્હમોને નહી જવા દેશે કહેશે દૂરથી ભાગો. ૩
પ્રભુને પામવા માટે પ્રભુ જેવા ત્હમે થાઓ,
પધારો શેઠજી થાશે પ્રભુ પેલા રહ્યા જાઓ. ૪
મ્હને આ-આ-મ્હને આપો મ્હને આ આપજો પ્યારા,
ભીખારી થઈ નહી માગો હૃદય માગો કહી મ્હારા. ૫
વીસારી કામ ને ક્રોધ મુકી દ્યો મોહ મત્સરને;
લગાવી લોભ ને લાતો સજો સંતોષ બખ્તરને. ૬
પ્રભુજી જેમ રાખે છે રહી સંતોષ માનીને,
નમીને ચાલજો નીત્યે નમેલા નેકે માનીને. ૭
પરાયો માલ ના લેશો પરાયી સ્ત્રી મુકી દેજો,
પ્રભુજી ના મળે તો તો પછી આવી મ્હને કે'જો. ૮

પછી નીરાંતથી ન્હાઈ કરી તન મન રુડું સાફ,
નીરાંતે એકલા બેશી ગુન્હાઓ કહો કરે માફ. ૯
કપાળે ભસ્મ કે ચંદન હૃદય રુદ્રાક્ષ કે કંઠી
લગાવી વૃત્તિઓ વાળો રહે ઢીલી જશે વંઠી. ૧૦
લગાવી ધૂપ ને દીવા સુવાસીત પુષ્પની સાથે
કરીને ઈષ્ટની પૂજા ધરાવો જે કંઇ હાથે. ૧૧
દ્રઢાસનથી પછી પ્રીત્યે બીરાજી શાન્ત આસનમાં
મીંચી આંખો જપો જાપો ગમે તે એક પણ મનમાં. ૧૨
પ્રથમ પા અર્ધ કે પોણો પછી કલાક વહી જાશે,
પછી તો એક બે ને ત્રણ કલાકોગો થશે થાશે. ૧૩
અજબના સ્થાનમાં ભાઈ નીરંતર જોતી જે જાગે,
નીરખવા યત્ન આરંભો ધીમે આ રંક એ માગે. ૧૪
થશો નીરાશ ના પ્હેલા રહો મંડયા ધીમે ભાઈ,
નીહાળીને થશો ઘેલા અજબ કારીગીરી ત્યાંહી. ૧૫
પ્રભુને પામવા માટે અજબ આ માર્ગ સીધો છે,
વિનય છે દાસ સંતોનો બતાવ્યો તેહ લીધો છે. ૧૬

## રાગ કલીંગડો—તાળ પંજાબી.

મીઠી તોરી મુરલી મૈં, જ્યાદુ...કનૈયા, હો નીકી તેરી બાંસુરીમૈં.
જ્યાદુ કનૈયા. ।।ટેકા। હો ગઇ હુ મૈં તો તબ તેં દીવાનીરે....જબ.
તેરી મુરલી સુનૈયા—જબ તેરી બાંસુરીમૈં જ્યાદુ કનૈયા। મીઠી તોરી
મુરલીમૈં જ્યાદુ કનૈયા।।૧।।મુરલીમૈં કહા મંત્ર પઢતુ હૈરે....બસ કર.

લીયે બલ ભૈયા—બસ કર લીયે બલ ભૈયા મીઠી તોરી મુરલી મેં,
જ્યાદુ કનૈયા હો....નીકી તેરી બાંસુરીમૈં જ્યાદુ કનૈયા ॥૨॥
ગોપીયન ગ્વાલ બાલ બસ હોગયેરે....બસ ભઈ જશોમતિ મૈયા.
બસ ભઈ જશોમતિ મૈયા મીઠી તોરી મુરલીમૈં જ્યાદુ કનૈયા ॥૩॥
ખાન પાન બીસરે મોહી સબહીરે....તેરે સંગ લગની લગૈયા,
તેરે સંગ લગની લગૈયા મીઠા તોરી મુરલીમૈં જ્યાદુ કનૈયા ॥૪॥
બારીમૈં બૃજ જીવન તુમપેંરે....ગાન શ્રીહરિને ગવૈયા—
ગાન શ્રીહરિને ગવૈયા મીઠી તોરી મુરલીમૈં જ્યાદુ કનૈયા હો....
નીકી તેરી બાંસુરીમૈં જ્યાદુ કનૈયા હો... ॥૫॥

## પદ.

ચિત્ત ધરી ચિંતન કરીયે, ઉત્તમ સાધન અનુસરીયે;
તરત તો ત્રિવિધિ તાપ તરિયે. ચિત્ત ધરી૦ ૧

સત્સંગમ. ૧ સુકરમ. ૨ શિક્ષા, ૩ શમ. ૪ દમ. ૫ ઉપરમ. ૬
તિતીક્ષા; ૭ આત્મરતી. ૮ ને અન્વીક્ષા. ૯ ચિત્ત ધરી૦ ૨

અખિલમાં આત્મા ઓળખાવે, નિરાળો નિત્યે નિરખાવે;
દયા કરિ મારગ દેખાવે. ચિત્ત ધરી૦ ૩

સહસ્ર સગાંથી જે ન સરે, તે એક સજ્જન કૃત્ય કરે;
કઇને તારિ આપતરે. ચિત્ત ધરી૦ ૪

જેથી લક્ષ્મીવર લહિયે, સ્થિર મન ચરણુ શરણુ રહિયે;
તેહેને સત્સંગમ કહિયે. ૧. ચિત્ત ધરી૦ ૫

લૌકીક અવશ્યને કરવાં, નિત્ય નૈમિત્તિકને નરુવાં
કામ્ય નિષિદ્ધને પરિ હરવાં. ચિત્ત ધરી૦ ૬
વિવેક થકિ વપુનાં વાધો, એથી ઈશ્વિર આરાધો;
ષડવિધ સુકરમ એ સાધો. ૨. ચિત્ત ધરી૦ ૭
સકલ સગાઈ સ્વારથની, અહંમમતા શિ અપારથની;
પ્રીતિ કરો પરમારથની. ચિત્ત ધરી૦ ૮
નિરમલ નામ જપો નિત્યે, ચપલતા શીદ ધરો ચિત્તે;
રેહેજો રાખે તે રીત્યે. ચિત્ત ધરી૦ ૯
સુખ દુઃખ સમ જાણી સહેવું, સહુ જનથી નમતાં રેહેવું;
કઠિણ વચન શાને કેહેવું. ચિત્ત ધરી૦ ૧૦
રાગ દ્વેષ રહિત રેહેજયો. નિજ ડાપણ મૂકી દેજો;
લક્ષ ધરી લાહાવો લેજો. ચિત્ત ધરી૦ ૧૧
રખે જેમ જાણો તેમ તાણો, મરણતણો ડર મન આણો;
એ શીક્ષા સાધન જાણો. ૩. ચિત્ત ધરી૦ ૧૨
હરિનું નિરમ્યું તેમ થાશે, અથડામણ એળે જાશે;
વળગી રેહેવું વિશ્વાસે. ચિત્ત ધરી૦ ૧૩
જે જન હું કરતા કહેશે, વાહાડયું તે પોતે વેહેશે;
તેને દૈવ દગો દેશે. ચિત્ત ધરી૦ ૧૪
વિકલ્પ સઘળા વિસરજો, કૃષ્ણાકાર વૃત્તિ કરજો;
એ શમ સાધન ચિત્ત ધરજો. ૪. ચિત્ત ધરી૦ ૧૫
પંચભૂત રચના પેખો, લાભ રખે એહેમાં લેખો;
દમ સાધન એને દેખો. ૫. ચિત્ત ધરી૦ ૧૬

ક્લેશી કર્મ રચિત આલોક, સ્વર્ગાદિક પણ તેમ છે શોક;
ફળ સઘળાને માનો ફોક. ચિત્ત ધરી૦ ૧૭
માયિક સર્વે માયાનું, વલવલતાને વાહ્યાનું;
દિલ કયમ માને ડાહ્યાનું. ચિત્ત ધરી૦ ૧૮
કાલ ભક્ષ જેને કરશે, તે તો કયમ સાચુ ઠરશે;
એથી અર્થ કીયો સરશે. ચિત્ત ધરી૦ ૧૯
માટે સહુ મૂકી દીજે, કષ્ટ લહિ વિરતી કીજે;
એ ઉપરમ સમઝી લીજે. ૬. ચિત્ત ધરી૦ ૨૦
જે નિપજે તે નિજ કર્મે, ભાસે મિત્રાદિક ભર્મે;
ધારિ ચાલો નિજ ધર્મે. ચિત્ત ધરી૦ ૨૧
પ્રાણને ક્ષુધા તૃષા પ્રાણિ, દેખે દૃષ્ટી વદે વાણી;
સાંભળે કર્ણેન્દ્રિય કાણિ. ચિત્ત ધરી૦ ૨૨
રસના ષડ્ રસને માણે, સ્પર્શ ત્વચા સઘળા જાણે;
ગંધ ગ્રહે છે તે ઘ્રાણે. ચિત્ત ધરી૦ ૨૩
એથી જલ મળ ત્યાગ ઘડે, ચાલે ચર્ણ પાણી પકડે;
એહેમાં આત્માને શું અડે. ચિત્ત ધરી૦ ૨૪
એ સહુ અંતઃકરણાધીન, દેહ બિચારો ભૌતિક દિન;
લેખો કાર્ય કારણમાં લીન. ચિત્ત ધરી૦ ૨૫
તરુણાદિક જાંણી તનનાં, માનાદિક મૂકો મનનાં;
ધર્માદિક ધારો ધનનાં, ચિત્ત ધરી૦ ૨૬
જે તેનાં જાણી લેજો, વિવેકથી વપુયે વેહેજો;
તિતિક્ષા તો એને કેહેજો. ૭. ચિત્ત ધરી૦ ૨૭

જે સત્ ચિત્ આનંદ સ્વરુપ, અતકર્ય શક્તિ એક અનૂપ;
જ્યાં જઈ ચિત્ત બને છે ચૂપ. ચિત્ત ધરી૦ ૨૮
જે છે નિજ પ્રકાશ સ્વતઃસિદ્ધ, અખંડાનંદ તમોનપ વિદ્ધ;
જે પ્રકૃતિ પ્રાવરણા વીદ્ધ. ચિત્ત ધરી૦ ૨૯
પુરૂષોત્તમ જે પૂરણ કામ, સાચો શરણાગત વિશ્રામ;
નારાયણ છે જેનું નામ. ચિત્ત ધરી૦ ૩૦
વ્યાપી વિશ્વ વિષે રેહે છે, દાસ થયે દરશન દે છે;
વિશ્વંભર બાનું વેહે છે. ચિત્ત ધરી૦ ૩૧
જે છે દેવ તણે શિર દેવ, જેની સીદ્ધ કરે છે સેવ;
જેને તાર્યાની છે ટેવ. ચિત્ત ધરી૦ ૩૨
જે અંતર્યામિ આધાર, સેવક જનની કરવા સાર;
લે છે નાના વિધ અવતાર. ચિત્ત ધરી૦ ૩૩
વિવિધના મૂકી દેજે વેહેમ, તે પ્રભુ સાથે કરિયે પ્રેમ;
આત્મરતિ તે થાયે એમ. ૮. ચિત્ત ધરી૦ ૩૪
મુખ જેમ મુકુર મધ્ય પ્રતિભાસ, ઘટગત અંબર જેમ આકાશ;
જીવેશ્વરની તેમ જુદાસ. ચિત્ત ધરી૦ ૩૫
યાવત્ ચિત્ત ચિત્તે ચોવીસ, તાવત્ કાલકલ્પના શીશ;
યાવત્ જીવપણું ત્યાં ઇશ. ચિત્ત ધરી૦ ૩૬
અપંચિકૃતનાં સત્તર અંગ, અસવેન્દ્રિય મન બુદ્ધિ સંગ;
એતો જીવો પાધીલિંગ. ચિત્ત ધરી૦ ૩૭
તદ્‌ગત ચિત્પ્રતિબિંબ એ જીવ, વશ વિદ્યા તે ઈશ્વર દિવ્ય;
રહિત ઉપાધી જોતાં શીવ. ચિત્ત ધરી૦ ૩૮

વિદ્યાવિદ્યોપાધિ જેહ, તેથી કલ્પિત દીસે દેહ;
ચિદંશ રૂપે તેનો તેહ. ચિત્ત ધરી૦ ૩૯
સ્વાપ્નિક સરખો સહુ સંસાર, વસ્તુ વિષે તો નહિ વ્યભિચાર;
નિશ્ચય કર્યે હોય નિસ્તાર. ચિત્ત ધરી૦ ૪૦
વચન વેદાંત તણે પ્રતિબોધ, સાચો સમજી લીજે શોધ;
કિજે ચિત્ત વૃત્તિનો રોધ. ચિત્ત ધરી૦ ૪૧
કૌતુક સર્વે કેહેવાનાં, મનથી મૂકી દેવાનાં;
એ લક્ષણ નોહે એવાનાં. ચિત્ત ધરી૦ ૪૨
શ્રીહરજીની સત્ય સગાઈ, હરિ શું હેત કરોને ભાઈ;
સેજે બંધ છોડશે બાઈ. ચિત્ત ધરી૦ ૪૩
દિલમાં રાખો એ દીક્ષા, અખિલ વિષે ઈશ્વર ઈક્ષા;
ઓલખજો એ અન્વીક્ષા. ૯. ચિત્ત ધરી૦ ૪૪
સદ્‌ગુરૂ સરખો નહિ કોય મીત્ર, જેથી પાપી થાય પવીત્ર;
જેણે ઓળખાવ્યાં આ ચીત્ર. ચિત્ત ધરી૦ ૪૫
કૃષ્ણરામ કહે રહો રાજી, ગાઓ ગોવિંદ ગુણ ગાજી;
હરિના નહિ હારો બાજી. ચિત્ત ધરી૦ ૪૬

### પદ.

મન માહારારે માનવ દેહ, ફરી તુને ક્યાં મલશે.
કર્ય નારાયણ શું નેહ, તાપ તતક્ષણ ટળશે. ધ્રુવ૦ ૧
દેવલોકના દેવ સકલ તે, ઈચ્છે આ અવતારરે;
જ્ઞાન વિરાગ વિવેકવડે કરી, આથી થાય ઉદ્ધાર. ફરી૦ ૨

વિષય રૂપિ આ વિષ ભોગ્યાનો, નોહે વિમલ આવેશરે;
શાસ્ત્ર શ્રવણ કરી સતસંગત્યથી, લે ઉત્તમ ઉપદેશ. ફરી૦ ૩
મેહેનતથી કાં મલવું માને, ધનસુત દારા ધામરે;
કષ્ટ પડે ત્યાં કૃષ્ણ વિના તુંને, કોય ન આવે કામ. ફરી૦ ૪
પશુની પેર્યે દેહ દર્શી થૈ, વાહાલ વૈર શીદ રાખેરે;
અવસર ચુકી આપ આપને, રખે નર્કમાં નાંખે. ફરી૦ ૫
અંતદૃષ્ટે જો અવલોકી, શું સંસારમાં સત્યરે;
ગર્ભ થકી તે મર્ણ લગણ છે, વધતી નીત્ય વિપત્ય. ફરી૦ ૬
આપ આપણે કર્મે મલિયાં, સગાં સંબંધી લોકરે;
પોત પોતાને પંથે પળશે, તેમાં શાનો શોક. ફરી૦ ૭
ધર્મ કહ્યો અપવર્ગને અર્થે, તેનું ફળ ધન ન્હોયરે;
ધનનું ફળ તો ધર્મ સાધવો, મા ખોટામાં ખોય. ફરી૦ ૮
ઇન્દ્રિય અર્થે કામ નથી કહ્યો, જીવન માત્ર પ્રયોગરે;
જીવવું તે જગદીશ જાણવા, સમજી કર્ય સંયોગ. ફરી૦ ૯
નરતનું નૌકા સદગુરુ ખેવટ, જો તું શરણે જઇશરે;
સંસારાર્ણવ તર્ય પ્રભુ પવને, આત્મઘાતીમાં થૈશ. ફરી૦ ૧૦
જે કરે તે કર્ય હરિને અર્થે, અન્ય તજી ઉદ્દેશરે;
લક્ષ્ય તજીને રખે લપટાવે મમતા રૂપિ મૈંશ. ફરી૦ ૧૧
આ અવસર અતી દુર્લભ જાણી, લે લાખેણી લાંહાંણુરે;
કૃષ્ણરામ કહે કૃષ્ણ ભજનથી, કર તાહારું કલ્યાણ. ફરી૦ ૧૨

## ભવસાગરની ભટક વિષે.

( નાથ કેસેં ગજકો બંધ છુડાયો. ) એ રાગ.

*ભલા ભવસાગરમાં કેમ ભટકો ? બ્રહ્માનંદ થકી કેમ છટકો ? ટેક.

મોહની ફાંસી વિષે કાં ફસાઇ, લોભની દોરીએ લટકો ?
સત્ય અને શુદ્ધ મારગે જાતાં, આરંભમાંથી શું અટકો ? ભ૦
વિશ્વ વિષે કેમ વગર વિચાર્યે, વસ્તુ વિચારથી વટકો ?
ભાવ થકી ભવસાગર તરવા, રાખો ખરો ખૂબ ખટકો: ભ૦
માન અને અભિમાનનો મેલો, તન-મનમાંહિથી મટકો;
કામ નહિ તમને કાંઈ આવે, લક્ષ્મી તણો લેશ લટકો; ભ૦
સાથ નહિ આવનાર કદાપિ, કાંષ્ઠ તણો કોઈ કટકો;
દુઃખસ્વરુપ સદા વિષયોના, ફંદ વિષે કેમ ફટકો ? ભ૦
આત્મ વિચારથી જન્મ મરણનાં સંકટથી સહુ સટકો:
શમ દમ યમ નિયમાદિક કેરો, ચિત્તે લગાડીએ ચટકો; ભ૦
હાથે ચડેલ હરી હરિહીરો, પૃથ્વી ઉપર કેમ પટકો ?
નિત્ય સદાચારથી ચાલવાને, સમજથી રાખવો સટકો; ભ૦
કેશવ કાયા કાચનો કુંપો કુટતાં થાય ન ફટકો;
માટે અમરપણું પામવા, બ્રહ્માનંદ પીયૂષને ઘટકો; ભ૦

---

*'ભૂલી' પણ વપરાય.

## અભિમાન ન ધરવા વિષે.

* રાગ ભેરવી.

મેલ તું અભિમાન આખર કોઈ દિન પણ જાવું છે.
જાવું છે મન જાવું છે મન કોઈ દિન પણ જાવું છે. મેલ૦
ભૂલથી ભરમા નહીં તું પૂણ્ય પૂર્ણ કમાવું છે;
ધર્મ કર્મ સહાય જો નહિ હોય તો ભમાવું છે; મેલ૦
આધિ ને ઉપાધિના બહુ દુઃખથી દબાવું છે;
મારા તારામાં મચી રહેવા થકી મરાવું છે; મેલ૦
કાકમાહવડે વળી સંસારમાંહિ ઠગાવું છે;
હાય હાય કરી હજાર પ્રકારથી હણાવું છે. મેલ૦

## મનને શિખામણ.

૧

મરાઠી ચાલની સાખી.

જો મન માને તો, આ માન શિખામણ મારી. ટેક.
શબ્દ--સ્પર્શ--રૂપ--રસ--ગંધે, શું સુખ સાચું જોયું ?
મૃગ-ગજ-શલભ-મત્સ્ય-ભમરાએ, આખર આયુષ ખોયું; જો મન૦
શમ દમ શ્રદ્ધા દાન તિતીક્ષા, જપ તપ સુભટ સહાયે;
કામાદિક--રિપુબલને વશ કર, મન વચન ને કાયે. જો મન૦

* રાગ ધન્યાશ્રી તથા ઝુલામા પણ ચાલે છે. તાલ ગજલ.

પરદાર પરદ્રવ્ય વિષે લવ, લેશ કુદૃષ્ટિ ન કરવી;
પરદ્રોહને દૂર પછાડી, પરનિંદા પરહરવી. જો મન૦
ન્યાય નીતિથી પુણ્ય વધારી, ઉદય જગતમાં કરવો;
**શીલ** સદાચરણે શુભ રીતે, આ **ભવ**સાગર તરવો. જો મન૦
કૂડ કપટ કોરે રહી જાશે, મરણ અચાનક થાતાં;
પાપ--પુણ્ય સઘળું પુછાશે, જમને દ્વારે જાતાં; જો મન૦
દુર્લભ જન્મ જતાં આ એળે, પાછળથી પસ્તાશે;
હાશ કરી શું સૂતા શાણા, હાલ ભયંકર થાશે; જો મન૦
થોડા સારૂં શીદ બગાડે, ખેલ બધો ખલતામાં ?
સવળો પંથ વિસારી વ્હાલા, અવળે પંથે જામાં. જો મન૦
શ્રેષ્ઠ ઉપાય બતાવું તુંને, તાપ ત્રિવિધ ટાળવાને;
મમતા મેલી સમદૃષ્ટિવડે, ગુણ ઈશ્વરના ગાને; જો મન૦
જપ તપ ઈશ્વરપૂજન આદિક, સંધ્યા સ્નાન સમાધિ;
દાન યજન કરતાં કુલવાને, શુભપદ લેવું સાધી, જો મન૦
સારાનું ફળ સારૂં મળશે, નરતાનું ફલ નરતું;
**કેશવ** વિનવે કરજોડીને, કાંઈ હવે તો કર તું. જો મન૦

## ૨

મરાઠી ચાલની સાખી.

જો મન માને તો, માન વચન તું મારૂં. ટેક.
**વિષયતણા** વિષયસરખા રસમાં, શું સુખ સાચું જોયું ?
મારૂં તારૂં કરતાં મૂરખ, આખર આયુષ ખોયું; જો મન૦

ભવિષ્ય ભાવિ ભાગ્ય એ વચનો, પર વિશ્વાસ ન કરિએ;
પુરૂષાર્થે સુખથી સંચરતાં, આ ભવસાગર તરિએ, જો મન૦
સઘળું પ્રિય પોતાને માટે, સાર સમજ તું એનો;
સંસારતણા સગપણમાંહી, સંશય રહે છે શેનો ? જો મન૦
મનની માનેલી આ માયા, અંતે મૃગજલ જેવી;
તેને અણસમજેથી સાચી, શાને માની લેવી ? જો મન૦
ભૂલવણી આ ભવસાગરની, ફરતાં ભૂલ ન ખાવી;
જન્મ--મરણ જાવાને માટે, તક આવી છે આવી; જો મન૦
સાંપડશે નહિ સમય ગયો તે, આયુષનું પણ એવું;
ધામ ધરા ધન યૌવન આદિક, સઘળું મૃગજલ જેવું. જો મન૦
ધર્મ કર્મમાં કર તું પ્રીતિ, નીતિ ન્યાય વિચારી;
કેશવ હરિની પરિચર્યાને, પ્રાણ થકી કર પ્યારી. જો મન૦

## વિચારી જોવાથી સઘળું સમજાય.

* ભરથરીને રાગે.

વેગે વિચાર કરી જુઓ, સાચું તો સમજાયજી;
શોધક વૃત્તિથી સાનમાં, અંતે અનુભવ થાયજી. વેગે૦
ધામ ધરા ધન ધૂળ છે, મેલી જાવું મસાણજી;
બાગ બગીચા વૃથા બધા, ભોગ રોગની ખાણજી; વેગે૦
વગ સગ સંબંધ બાંધીએ, તે પણ આવે ન કામજી;
વેળા ગઈ તે વળે નહિ, દીધે અગણિત દામજી; વેગે૦

* 'જી' કાઢી નાંખીને રામગ્રી વગેરે ઘણા રાગમાં ગવાય છે.

ક્ષણભંગુર સંસારમાં, તન પડતાં ન વારજી;
ખબર પડે નહિ કોઇને, કેવું પડશે સ્હવારજી; વેગે૦
કયાં કોણ કોઇનું કોઈ છે ? કોણ કોનું સહાયજી;
કાલ વૃથા કાઢવા વિના કયારે કો' શું કરાયજી; વેગે૦
આધિ ઉપાધિ વ્યાધિથી, તન જાય તવાઇજી;
માન મમત્વ વિષે મુવા, ભારે નીચી ભવાઇજી; વેગે૦
જન્મ જરા ને મરણની, ઘાટી છે ગટમાળજી;
આશા બધી અળગી રહે, કાલ પડતાં અકાલજી; વેગે૦
દાનવ માનવ દેવનાં, કયાં છે નામ નિશાનજી;
સૂતા ઘણા સોડ તાણીને, મૂકી માન ગુમાનજી; વેગે૦
જન્મ ગયો તે નહિ મળે, જીવિતનું પણ તેમજી;
અજર અમર કોઈ છે નહિ, થાય અનુભવ એમજી; વેગે૦
શમ--દમ શાસ્ત્રવિચારનું, ભૂલી જાવું ન ભાનજી;
શોક વિસારો સર્વદા, સુખનું એજ નિદાનજી; વેગે૦
પ્રભુ ભજવા શુભ ભાવથી, કરી વિનય વિચારજી;
માનવ તન મળવા તણો, એ છે ઉત્તમ સારજી; વેગે૦
જપ તપ વ્રત શુભ સાધને, રાખી હૃદય વિશાલજી;
કેશવ હરિને ઓળખો, વૃદ્ધ તરુણ ને બાલજી; વેગે૦

## દેહાભિમાન તજવા વિષે.

રાગ જંગલો

શુંરે ભર્યું છે શરીરમાં, વેગે કર તું વિચારજી;
અનુભવ અંતરમાં થશે, ત્યારે સમજીશ સારજી, શું૦

કસ્તુરી કે કેસર નથી, નથી કુસુમ કપુરજી;
અત્તર કે અર્ગજા નથી, નથી ગંધ મધુરજી; શું૦
માંસ રુધિર રસ મેદ ને, મલ--મૂત્ર ભરેલજી;
મજજા અને નસ નાડિઓ, માથે ચર્મ મઢેલજી; શું૦
અપવિત્ર એવા પદાર્થનું, એ છે અદ્‌ભુત કામજી;
પેદા થયું અપવિત્રથી, લેતાં લાજીએ નામજી; શું૦
લાળ ને લીંટ પડયા કરે, ઘામે થાય છે ઘાણજી;
દેખાય છે નિત્ય દૃષ્ટિએ, ખોટી વસ્તુની ખાણજી; શું૦
દુર્ગંધે ગંધાય છે, રોગ દોષનું ધામજી;
પ્રાણ ગયા પછી કોઈને, કશું આવે ન કામજી; શું૦
ઉત્તમ અન્ન ને વસ્ત્રનો, દુષ્ટ વાળે છે દાટજી;
અંતરમાંહિ અપાર છે, ક્રોધ કામના કાટજી; શું૦
હાડકાંનું હાવ પાંજરૂં તેનું શું અભિમાનજી;
**કેશવ** તે કેમ 'તું' થશે, ભૂલી જા નહિ ભાનજી; શું૦

## કાલને ભરોંસે ન રહેવા વિષે

* દેશ.

ભરોંસે શું રહ્યા ભૂલી ? પલકમાં પ્રાણ જવાના;
જુવો છો અન્યના એવા, નકી નિજ હાલ થવાના; ટેક૦
વળેલી મૂઠિયે આવ્યા, નથી સાથે કશું લાવ્યા;
ધરા ધન ધામને મેલી, સ્મશાને સૌ સમાવાના; ભ૦

---

* કલ્યાણ કે ભેરવી ગમે તેમાં ગવાય.

સુખેથી શું હજી સુતા, ખરેખર ખાડમાં ખૂતા;
સમય વીત્યા પછી પ્યારા, કુશલ ક્યાંથી કમાવાના; ભ૦
રહોને સર્વદા સંપી, જગત જંજાલમાં જંપી;
મમત્વે મોહ થાવાથી વિના મોતે મરાવાના; ભ૦
તમારૂં શું તમે લેખો, કરી ઝીણી નજર દેખો;
ધરા ધન ધામને કામે, નથી નિશ્ચે ધરાવાના; ભ૦
ભમાઇ ભૂલ કીધાથી, વિષયની વાટ લીધાથી,
પરાણે પાપને યોગે, ભવે ભાઠે ભરાવાના;— ભ૦
ખબર પલની નથી પડતી, નથી ગુણ દોષની ગણતી;
ચડીલા કાલની દાઢે, ચડી ચોંપે ચવાવાના; ભ૦
સદા સત્સંગને સાધો, વિસારો વેધને વાંધો;
ઉપાયો આદરો અંતે, મહાસુખને જમાવાના; ભ૦
સદા સન્માર્ગના શોધે, સખા શુભ વાતના બોધે;
કૃપા હરિરામની થાતાં, નથી દુઃખે દબાવાના; ભ૦

## તું વારંવાર મનમાં રાખ વિચાર સુખી થાવાને.

રાગ સારંગ.

તું વારંવાર, મનમાં રાખ વિચાર સુખી થાવાને;
ચેત્યા ત્યાંથી, સમય સદા ઇશ્વરના ગુણ ગાવાને. ટેક૦
સાચી શીખામણ ઉર ધરવી, ગુરુજનની સેવા શુભ કરવી,
પંડિતતા ખોટી પરહરવી;— તું વારંવાર૦

અભિમાન ન અંતરમાં કરિયે, મમતામાં શા કાજે મરિયે,
શુભપંથવિષે પગલું ભરિયે,— તું વારંવાર૦
કામ ક્રોધાદિકથી ડરિયે, મદ મત્સર આદિક પરહરિયે,
શમ દમને અંતરમાં ધરિયે; તું વારંવાર૦
કામ ક્રોધાદિક છે વેરી, વિષયોનું વિષ પણ છે ઝેરી,
ચારે કોરેથી લે ઘેરી;— તું વારંવાર૦
શુભ સરલ રીતિથી સંચરિયે, દુર્ગુણ કે દોષ થકી ડરિયે,
જ્યાં ત્યાંથી ગુણ લેતાં ફરિયે; તું વારંવાર૦
વિદ્યા ભણવાનું ફલ એ કે, જેથી આપણનું કુલ લેખે,
છલભેદ ન એકે પગ ટેકે;— તું વારંવાર૦
ઉત્તમ આ જન્મ મળ્યો મોટો, શો છે બાકી તુંને તોટો,
શા માટે શોક કરે ખોટો ?— તું વારંવાર૦
સંસાર અસાર ગણી લે તું, પુર પ્હેલાં પાળ ગણી લે તું;
ભૂધરનું નામ ભણી લે તું;— તું વારંવાર૦
નહિ કામ કશું તુંને આવે, ભૂત્રે શું ભામાને ભાવે,
રે ચતુર હવે ખડ શું ચાવે ?— તું વારંવાર૦
વર્ણાશ્રમધર્મ પળે તેવો, પ્રેમેથી તે પાળી લેવો,
એથી અવળો પગ નહિ દેવો;— તું વારંવાર૦
પલની પણ ખબર નથી પડતી, ચડતી કે હોય કદી પડતી,
આશા તૃષ્ણા રે' રડવડતી;— તું વારંવાર૦

સ્ત્રીપુત્રાદિક ધન ધામ ધરા, ખાંતે તે વીંખી ખાય ખરાં,
અંતે તો તે પણ છે નકરાં:— તું વારંવાર૦

ક્ષણભંગુર આ તન શું કહિયે, વાતો કરતાં તક્ષમાં રહિયે,
માથે મોટપ ખોટી વહિયે;— તું વારંવાર૦

વ્હાલા એ વાત વિચારીને, મમતા ને મનને મારીને,
ભજ ભાવ ધરી ગિરિધારીને:— તું વારંવાર૦

પરઉપકારે પગલું ભરિયે. કેશવવરને વેગે વરિયે.
તો ભવસાગર સુખથી તરિયે;— તું વારંવાર૦

## સદ્ગુરુનું શરણ.

રાગ દેશ.

સદ્ગુરુ--શરણવિના અજ્ઞાનતિમિર ટળશે નહિ રે;
જન્મ મરણ દેનારૂં બીજ ખરૂં બળશે નહિ રે,— ટેક.

પ્રેમે વચનામૃત પાનવિના, સાચા ખોટાના ભાનવિના,
ગાંઠ હૃદયની જ્ઞાનવિના, ગળશે નહિ રે;— સદ્ગુરુ૦

શાસ્ત્ર પુરાણ સદા સંભારે, તન મન ઇંદ્રિય તત્પર તારે,
વગરવિચારે વળમાં, સુખ રળશે નહિ રે;— સદ્ગુરુ૦

તત્ત્વ નથી મારા તારામાં, સુજ્ઞ સમજ નરતા સારામાં,
સેવક સુત દારામાં, દિન વળશે નહિ રે;— સદ્ગુરુ૦

કેશવ હરિની કરતાં સેવા, પરમાનંદ બતાવે તેવા.
શોધવિના સજ્જન એવા, મળશે નહિ રે;— સદ્ગુરુ૦

## પ્રાર્થના.

તમે ઓશાનેં આવોરે, કહૂં એક વાતલડી ॥એ દેશી ॥

મારા સાચા સનેહીરે, સદ્‌ગુરુ દેવ હરિ;
મને ભારે ભરૂંસોરે, ધારૂં હું તો ધ્યાન ધરિ; ॥૧॥
અતિ દુખ વેળે અળગાંરે, સગાં સહુ સ્વારથીયાં;
આજ હરિજન વડ્ડાલાંરે, પુરાં પરમારથિયાં ॥૨॥
વ્હાલા વિપતિ વખતમાંરે, ઊગારો તો ઊગરીયે;
નાથ મ્હારી તો લજ્જારે, જનારિ નથી જરિયે ॥૩॥
મ્હારા ધર્મ ધુરંધરરે, અનાથના નાથ અરે;
પ્રભુ પતિત પાવનરે; નોંધારાં ઓધાર હરે ॥૪॥
ગુરુ ગરિબ નિવાજારે, પ્રભુ મ્હારા પ્રાણ પતિ,
હરે અંતરજાંમીરે, સુધારો દ્યો મ્હારી મતિ ॥૫॥

હર હર મહાદેવ !

રાગ ધોળ.

આટલો સંદેશો મ્હારા સદ્‌ગુરુને કેજો, સેવકના અંતરની દિલધરશો, સંદેશો મ્હારા સદગુરુને કેજો, શાંતિ દાતાર છો સચ્ચિદાનંદસ્વામી, મનના મનોરથ પૂરણ કરશો સંદેશો મ્હારા સદગુરુને કેજો ॥૧॥
મનડું ભયંકર ત્રણે તાપે તપે છે, શાંતિ ગંગામાં ક્યારે ન્હાશે– સંદેશો મ્હારા ગુરુજીને કેહેશો; અમૃતપર બેશી ઘડિમાં વિષ ઉપર જાય છે, થિરતામાં વાસો કયારે થાશે સંદેશો મ્હારાગુરુજીને કેજો ૨
કોઈક સંસ્કારે શરણું મળિયું છે આપનું, કૃપા કરીને દોષ કાપો—

સંદેશો મ્હારા ગુરુજીને કેજો; અજ્ઞાની જીવ જરિયે જ્ઞાન ન જાણે,
અખંડાનંદ આશિષ આપો સંદેશો મ્હારા ગુરુજીને કેજો ॥૩॥

ક્યારે વૈરાગ થાશે નક્કી જે નિર્મળો, દયા કરિને ઉત્તર દેજો
સંદેશો મ્હારા ગુરુજીને કેજો; જે જે પ્રકારે પ્રભુ પ્રસન્ન થાઓ છો.
તે તે કેહેવાનું સર્વે કેહેજો સંદેશો મ્હારા ગુરુજીને કેજો ॥૪॥

પાછા નવ પડિએ છેલ્લી ટુકે જઈ અડિયે, જબરી હીંમત એવી
જોઇયે સંદેશો મ્હારા ગુરુજીને કેજો;
કહે શ્રીહરિ સદગુરુરે કૃપાથી, પરબ્રહ્મ સાથે ચીત્ત પ્રોઇયે
સંદેશો મ્હારા ગુરુજીને કેજો ॥૫॥ હર હર મહાદેવ !

રાગ આશાવરી.

વૈષ્ણવ જન તો તેને કહિયે, જે પીડ પરાઇ જાણે રે;
પરદુઃખે ઉપકાર કરે તે, મન અભિમાન ન આણેરે; વૈષ્ણવ૦ ૧
સકળ લોકમાં સઉને વંદે, નિંધા તે ન કરે કેનીરે
વાચકાછ મન નિશ્ચલ રાખે તો, ધન્યધન્ય જનનીતેનીરે. વૈષ્ણવ૦૨
સમદૃષ્ટિ અને તૃષ્ણા ત્યાગી, પર સ્ત્રી જેને માતરે;
જીહ્વા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથરે; વૈષ્ણવ૦૩
મોહ માયા વ્યાપે નહિ તેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાંરે;
રામ નામ શું તાળીરે લાગી, સકળ તીરથ તેના તનમાંરે;વૈષ્ણવ૦૪
વણ લોભી ને કપટ રહિત છે, કામ ક્રોધને નિવાર્યારે;
ભણે નરસઇયો તેનું દરશન કરતાં, કુળ ઇકોતેર તાર્યારે; વૈષ્ણવ૦૫

જગતાં જનની, જળહળ જ્યોતિ જણાવા જડતા કાપો;
મ્હારા મનની, વૃત્તિ વિમલ થવા વિદ્યા થઈ વ્યાપો; જ૦ ૧
વશ ત્હારે વિશ્વ સકલ માતા, તુંને અંગિ કરી સરજે ધાતા;
તુજ સહિત વિષ્ણુ કેવાયે ત્રાતા, જ૦ ૨ તુંને અંગિ કરી શિવ સંહારે,
ઈશ્વર તુજને અંકે ધારે; તે કર્ત્તા કેવાયે તારે. જ૦ ૩
જ્યાં જેવું પદ ત્યાં તું તેવી, તું વિરતિ તું ભક્તિ દેવી;
સમજે તે જાણે તુંને સેવી. જ૦ ૪ તું ગંગા ગયા વિદ્યા વાણી,
તું ક્ષમા દયા તુષ્ટિ જાણી; તું ભુક્તિ મુક્તિનિ ઈધાણી. જ૦ ૫
તું તૂઠિ તેના તાપ ગયા, નિઃશંક નિરંજન તેહ થયા;
કલ્યાણિ કર્ય તું મુને દયા. જ૦ ૬ પ્રસુતા તું સુત છું હું ત્હારો,
દેખાડય તાત મુજને મ્હારો; ઓળખાવ્ય ભવાર્ણવનો આરો; જ૦૭
સેવી સેવકને સદ્ય ફલે, કર્ય મ્હેર મુને મહા મોહ ટળે;
જ્યમ કૃષ્ણ રામને કૃષ્ણ મલે. જ૦ ૮

મા પાવા તે ગઢથી ઉતર્યા મહાકાળીરે. ( એ દેશી છે )

સંતો એક કૌતક સાંભળો શું કરિયેરે, રખે કોઈ ભ્રમણામાં ભળો પરહરિયેરે; રાજંન પૃથુના રાજમાં શું કરિયેરે, દેવેશ્વર બળીયો દાઝમાં પરહરિયેરે ॥૧॥ ઇન્દ્રે પાખંડ ઉપાવીયાં શું કરિયેરે, ઈ...શ ...ઉ. બીજ વાવીયાં પરહરિયેરે; પાખંડ પછે બળ પામીયાં શું કરિયેરે, જગમાં જબરાં થૈ જામીયાં પરહરિયેરે ॥૨॥ વળી જ્યમ જ્યમ વીત્ય દહાડલા શું કરિયેરે, ત્યમ ત્યમ બંધાણા વાડલા પરહરિયેરે; ભેળાણુ પડી બ્રહ્માંડમાં શું કરિયેરે,

જ્યમ વેળું ભળી ગઈ ખાંડમાં પરહરિયેરે ॥૩॥ તરવાનો માર્ગ ટૂટિયો શું કરિયેરે, જ્યમ બળે દવોમાં બૂટિયો પરહરિયેરે; કેશવનો તોડયો કાયદો શું કરિયેરે, ફુગ દંડે માન્યો ફાયદો પરહરિયેરે ॥૪॥ કંઈ નાગા થૈને ન્હાય છે શું કરિયેરે, કંઈ અટકળથી અથડાય છે પરહરિયેરે; ચીરેલા કંઈના કાન છે શું કરિયેરે, કંઈ ગાંજામાં ગુલતાન છે પરહરિયેરે ॥૫॥ કંઈ જોત્ય પૂજાવે જાગરાં શું કરિયેરે, વટલે ભેગાં થઈ વાઘરાં પરહરિયેરે; કંઈ લુંચન કરતા કેશને શું કરિયેરે, કંઈ રાખે વિપરીત વેશને પરહરિયેરે ॥૬॥ કંઈ અઘોર પંથી જાણીયા શું કરિયેરે, જીવ તાં નરકના પ્રાણીયા પરહરિયેરે; ઋષિરાજ તણા એ ચોર છે શું કરિયેરે, ગુણહીણામાં ઘનઘોર છે પરહરિયેરે ॥૭॥ પદ ॥૧॥

કંઈ ટંટણ રાખે ટોકરી એંધાણીરે, કૈ પૂજે વેશ્યા છોકરી ધૂળધાણીરે
કૈ દારુ પીને ડોલતા એંધાણીરે, કૈ બંબંબં બોલતા ધુળધાણીરે૧
કૈ કુજોત્યનો મહિમા કથે એંધાણીરે, કૈ મશાણમાં જઇને મથે ધૂળધાણીરે;
દારુથી પૂજે દેવલાં એંધાણીરે, કૈ વનમાં ભટકે વેવલાં ધૂળધાણીરે ૨
કૈ અગ્નિ તાપે અંગને એંધાણીરે, પ્રલે કરે કોટિ પતંગને ધૂળધાણીરે
કૈ અણબોલા લેઇ આથડે એંધાણીરે, કૈ કોહં કોહં કડકડે ધૂળધાણીરે ॥૩॥ કૈ કુટે દુકાને ડાંડીયા એંધાણીરે, કૈ સાથે રાખે સાંઢિયા ધુળધાણીરે; કૈ નાગા મસ્તક મુંડિયાં એંધાણીરે, લંપટ માયાનાં લુંડિઆં ધૂળધાણીરે; ॥૪॥ કૈ ઘોકા પંથી ઢોર શા એંધાણીરે, કૈ હોકા પંથી ચોર શા ધૂળધાણીરે; થૈ વેદમર્યાદા વેગળી એંધાણીરે, તરવાની આશા ગઈ ટળી ધુળધાણીરે; ॥૫॥ જયોગી કહાવે પણ જંપ

નહિ એંધાણીરે, વળી સામા સામી સંપ નહિ ધૂળધાણીરે; આશ્રમ થકી અળગા થયા એંધાણીરે, વળી તૃષ્ણાને પુરે વહ્યા ધૂળધાણીરે; ા૬ા એ અસલ જ્ઞાન અળગું કરે એંધાણીરે, જ્યમ ફાવે તેમ કરતા ફરે ધૂળધાણીરે; એ પાખંડી સહુ પાપીઆ એંધાણીરે, ઋષિરાજે મૂરખ માપીયા ધૂળધાણીરે;

ાા પદ ાા૨ાા પાખંડી નહિ પણ માંનમાં એ વાડારે, ઘણી ગરબડ ઘાલે જ્ઞાનમાં બહુ આડારે; એક સાધન માને મોક્ષનું એ વાડારે, પરમાણુ બતાવે પ્રોક્ષનું બહુ આડારે; ાા૧ાા કે મુક્તિ માને કર્મથી એ વાડારે; વળિ ભટકે વિધ વિધ ભર્મથી બહુ આડારે; કઈ મુક્તિ માને જયોગથી એ વાડારે; વળિ ભૂલા પડિયા ભોગથી બહુ આડારે, ાા૨ાા કે એક બ્રહ્મ સઘળે કથે એ વાડારે, શિદ માયા ને તજવા મથે બહુ આડારે; કે મુક્તિ માને ત્યાગથી એ વાડારે, કે મુદ્દલમાં માયા નથિ બહુ આડારે; ાા૩ાા આકાર વગરનો ઈશ છે એ વાડારે, જન્મે નહિ એ જગદીશ છે બહુ આડારે; કે દયા ધર્મ માં ધાય છે એ વાડારે, કે તપથી તરવા ચ્હાય છે બહુ આડારે; ાા૪ાા કે આતમજ્ઞાને આગળા એ વાડારે, વળી કાવ્ય તણી જાણે કળા બહુ આડારે; ખટ શાસ્ત્ર તણા ખટ પંથ છે એ વાડારે; ઘણી ખૂંચવણીના ગ્રંથ છે બહુ૦; ાા૫ાા પોતાનાં મત ભાસે ભલાં એ વાડારે, જયમ કુંજર પર ખે આંધળાં બહુ૦; હરવે અન્યને હારે નહિ એ વાડારે, નિજ મમતાને મારે નહિ બહુ આડારે; ાા૬ાા સહુ સહુને મન ગુલ્તાન છે એ વાડારે; મત ખેંચ્યાનુ અભિમાન છે બહુ૦ ઋષિરાજ તણી આ રીત્ય નહિ એ વાડારે, પરમારથ સાથે પ્રીત્ય નહિ બહુ૦ ાા૭ાા૩ાા૩ાા

## ગરબી.

( રઘુપતિ રામ હૃદયમાં રે'જોરે-એ રાગ. )

સદાચાર પાળવો બહુ સારો રે, એજ ધર્મ ખરો છે તમારો. સદા૦
ધનવિદ્યાતણો મદ તજવો રે; સુખકારક મારગ સજવો રે,
પીડા પરને કરી નહીં પજવો;— સદા૦
સત્ય બોલવું ચાલવું ચોંપેરે, જેમ જગતપિતા નહીં કોપે રે;
એથી આપનું કુલ ઓપે;— સદા૦
સ્મૃતિ શાસ્ત્ર બતાવે જેવું રે, શુદ્ધ ચિત્ત કરી નિત્ય રે'વું રે;
અન્ય વાતમાં હૃદય ન દેવું— સદા૦
આશા તૃષ્ણા તજી કોઈ દે છે રે, શાંત થઈને સદા સુખ લે છે રે.
શુદ્ધ આનંદનું રુપ તે છે; સદા૦
પાળવો નિત્ય નિજનો ધર્મ રે, સાચો અંતરમાં લઈ મર્મ રે;
કરવાં યશકારક કર્મ;— સદા૦
ક્રોધ કામ સદા પરહરવા રે, લોભ મોહ વળી વશ કરવા રે;
મદ મત્સર દેવા ન ઠરવા; સદા૦
અભિમાન ન લાવિએ લેશ રે, કહિ કરિએ નહીં કાંઇ કલેશ રે;
વદિએ નહીં વાકય વિશેષ;— સદા૦
પરનિંદા સદા પરહરવી રે, દયા દીનજનો પર કરવી રે;
નહિ નીતિની વાત વીસરવી;— સદા૦
નિત્ય તન--મન નિર્મલ કરજો રે, શિલચિંતામણી સંઘરજો રે;
દુર્ગુણ દૈત્યથી ડરજો;— સદા૦

ધર્મ-વાંણુ વિના સંસારે રે, અન્ય આવી નહીં કોઈ તારે રે;
એમ જાણવું નિશ્ચે તમારે;— સદા૦
નિત્ય નિર્મલ ચિત્ત કરીને રે, નિજ ધર્મને ધામે ઠરીને રે;
પામવું શુદ્ધ એક હરિને; સદા૦
જ્યારે ઉત્તમ જન્મ મળ્યો છે રે, પુણ્યનો પુંજ તો ઉપળ્યો છે રે;
હેવી ઇચ્છાથી દિવસ વળ્યો છે;— સદા૦
હાથ આવેલ હીરો ન હારો રે, ચતુરા કોઇ ચિત્તે વિચારો રે;
આણાં સફલ કરો જન્મવારો;— સદા૦
સેવા નારિએ નાથની કરવી રે, અન્ય વાત બધી પરહરવી રે;
તેમ પ્રીતિ સંપાદન કરવી;— સદા૦
દંપતીએ હળી મળી રે'વું રે, બીજા આશ્રમનું સુખ લેવું રે;
આય નિંદા તેવું તજી દેવું;— સદા૦
ભાવે ઇશ્વરનું પદ ભજવું રે, કામ બંધનકારક તજવું રે;
સુખકારક સાધન સજવું;— સદા૦

## ગરબી*

( કહાં ગયો પેલો મોરલીવાળો )—એ રાગ.

સખિઓ સાચી વાત કહું છું, સાર લહી બહુ સારો રે;
ધારો ધ્યાન તમે જો તેમાં, સુધરે જન્મ તમારોરે;— સ૦

---

*રાસડાનાં, ઠુમરીમાં, પ્રભાતીયામાં, મરાઠી ચાલમાં, રુચિરાછંદ વિગેરે અનેક રાગમાં.

બાલપણામાં, માતપિતાને, વિનયવડે વશ રે'વું રે;
તન--મનનું તેની પાસેથી, શિક્ષણ સઘળું લેવું રે;— સ૦
ચંચલતા ને ચતુરપણાથી, કામ કુંવરિએ કરવું રે;
સદ્ગુણથી સંતોષ દઇને, દુર્ગુણથી બહુ ડરવું રે;— સ૦
માતપિતાના શુભ ઉપકારો, મનમાંથી ન વિસરિએ રે;
ઘરનાં કામ ઘણાં જે ઘટતાં, કુશલપણાથી કરિએ રે;— સ૦
યોગ્યપણે માતપિતા આપે, તેવા વરને વરિએ રે;
એ પતિને અનુકૂલ રહીને, આ ભવસાગર તરિએ રે;— સ૦
પતિનું ઘર પોતાનું ચાતાં ભાર ઉપાડી લેવો રે;
વિનય--વિવેકવડે વશ રે'વું ધર્મ તમારો તેવો રે;— સ૦
પિયર રહી જે શીખ્યાં તેનો, ઉપયોગ અહીં કરજો રે;
ઉપદેશ મળે જે જે બાજો, તે અંતરમાં ધરજો રે;— સ૦
સાસૂ સસરો જેઠ દિયરજી, એનું માન વધારો રે;
જેઠાણી દેરાણીને પણ, આદર દેવો સારો રે;— સ૦
ઘરસંસાર-નિશાળ વિષેથી, ભણતર રૂડું ભણવું રે;
સંકટ શિરપર આવે તો તો, ને ગુણકારક ગણવું રે;— સ૦
માયાળુ મનથી સહુ સાથે, પરિચય સારો કરવો રે;
મારૂં તારૂં મનથી તજવું, એ ગુણ ગણવો ગરવો રે;— સ૦
સહુનાં બાલક સરખાં ગણવાં, ભવમાં ભેદ ન સારો રે;
સંપ સરલતા રાખી સહુમાં; સુખ સંપૂર્ણ વધારો રે;— સ૦
મર્યાદા તન--મન-વચનોમાં, પ્રેમે પ્રતિદિન પાળો રે;
હોય કર્યાં જે આજ સુધીમાં, સુકૃત તે સંભાળો રે;— સ૦

હું કોણ અને મારે કરવું, શું તે સહજ વિચારો રે;
પતિની છાયા થઇને રહેવું, એ છે ધર્મ તમારો રે;— સ૦
પ્રિયહિત વચનો વદવાં મુખથી, વિનય વિવેકે નમતાં રે;
કામ કરો કરથી સહુ તેવાં, પતિ-ગુરુજનને ગમતાં રે;—સ૦
શીલ અને સૌભાગ્ય સદાનાં, શુભ આભૂષણ શોભે રે;
પ્રાણવિના તન જેવાં બીજાં, એમાં મન શું લોભે રે— સ૦
પ્રૌઢપણાનાં પટકુલ અંગે, પ્હેરો પ્રમદા પ્રીતે રે;
નાકતણું મોતી મર્યાદા, સાચવજો શુભ રીતે રે;— સ૦
નીતિ ન્યાય કડાં છે કરનાં, તે તનને શોભાવે રે,
આવો સમય સખી સંસારે, વારંવાર ન આવે રે;— સ૦
પતિના નામ તણો હીરાનો, હાર હૃદયમાં ધરવો રે;
આ રીતે સદ્‌ગુણ સઘળાનો, શણગાર રૂડો કરવો રે;— સ૦
જોડી જડી જે સજની તમને, એને ઇશ્વર માનો રે;
પત્નીના પરમેશ્વર પતિ છે, એમાં સંશય શાનો ;— સ૦
સંસારવિષે સુખનાં સાધન, એ પતિને આધારે રે;
આ સંસાર થકી અબલાને, અંતે એ પતિ તારે રે— સ૦
પ્રેમ કરીને સેવા કરવી, જન્મ વૃથા નહિ જાવા રે;
ગુરુજનને પણ આદર દેવો, પૂરાં પુણ્ય કમાવા રે:— સ૦
જપ તપ ઇશ્વરનું આરાધન, સાવધ થઇને કરવું રે;
કેશવ હરિનું અંતરમાંથી, નામ કદિ ન વિસરવું રે:— સ૦

## ગરબી.

સખિઓ સાચી વાત કહું છું, સાર વિચારી સારો રે;
ધારો ધ્યાન તમે જો તેમાં, સુધરે જન્મ તમારો રે;— સ૦

પોતે પહેલાં વ્હેલાં ઉઠી, અરુણોદયને ટાણે રે;
ઉંઘ અને આળસને મેલી, શયન વિસરિએ વ્હાણે રે;— સ૦

સ્મરણ સહજ ઇશ્વરનું કરતાં, ધ્યાનપરાયણ થાવું રે;
શરીર ચિંતા દૂર કરીને, શીતલ જલથી ન્હાવું રે;— સ૦

વસ્ત્ર પવિત્ર ધરીને અંગે, અંતરમાંહિ ઉમંગે રે;
જાણે જાગૃત કરવા પતિને, હળવે વચન તરંગે રે.— સ૦

દાતણપાણી પ્રથમ કરાવી, ન્હવરાવી શુભ નીરે રે;
પીતાંબરઆદિક ધરવાને, આગળ ધરવાં ધીરે રે.— સ૦

ઇશ્વરસેવાને સામગ્રી, ચંદન પુષ્પ વગેરે રે;
તૈયાર કરી દેવાં ટાણે, જ્યાં પીતાંબર પહેરે રે.— સ૦

સંધ્યા સેવા સમયે પોતે, પાસે પ્રતિદિન રે'વું રે;
જે માગે મુખથી તે સમયે, તરત લાવી દેવું રે.— સ૦

પૂજાથી પરવારે ત્યારે, તેની પૂજા કરવી રે;
અંતર્ગત ગુરૂજનની સેવા, વનિતાએ ન વિસરવી રે.— સ૦

દળવું પાણી ભરવું પ્રેમે, કરવી સરસ રસોઇ રે;
પ્રેમ કરી પોતે પીરસવું, સૂક્ષ્મ નજરથી જોઇ રે. સ૦

સહુને પ્રથમ જમાડી હ્‌હાડી, પાછળ પોતે જમવું રે;
હોય કશું જો કામ કદિક તો, ગુરૂજનને જઇ નમવું રે. સ૦
કરતાં કામ નિરંતર ફરતાં, ભાવ વધારી ભારે રે;
મર્યાદા સચવાય નિરંતર, કરવું તેમ તમારે રે. સ૦
કામ બધું ઘરનું પરવારી, પ્હેરી સુંદર સાળુ રે;
અંતઃપુરમાં બેસિ નિરંતર, ભરવું ભરત રૂપાળું રે.— સ૦
વાંચન નીતિવિષયનું વાંચી, સાર વિચારી લેવો રે;
ઉદ્યમ કરવો નિત્ય ઉમંગે, સુખ ઉપજાવે એવો રે. સ૦
જે સમયે પતિ ઘેર પધારે, આપી આસન પાણી રે;
સુખ ઉપજે એના અંતરમાં, એમ ઉચરવી વાણી રે— સ૦
એજ પ્રમાણે ગુરૂજનને પણ, કુલમર્યાદા રીતે રે;
માન વધારી આશિષ લે જે, જગતવિષે તે જીતે રે.— સ૦
શીલ સદાચરણે ને સાચે, પરમેશ્વર વશ કરવા રે;
સમય મળ્યો છે સારો તમને. ભવસાગરને તરવા રે.— સ૦
પાલન--પોષણ ઘટતી રીતે, ઘરમાં સહુનું કરવું રે;
દુર્જન ને દુર્ગુણથકી તો, દૂરથકી પણ ડરવું રે;— સ૦
દુઃખ અને સુખ સહુને સરખાં, સમજે જે શુભ નારી રે;
પ્રાણીમાત્રતણું પ્રિય ઇચ્છે તેની છે બલહારી રે—
જપ તપ ઇશ્વરનું આરાધન, સાવધ થઇને કરવું રે;
કેશવ પ્રભુનું અંતરમાંથ, નામ કદી ન વિસરવું રે;— સ૦

---

## ગરબી.

### ઉપર પ્રમાણે.

સખિઓ સાચી વાત કહું છું, સાર વિચારી સારો રે;
ધારો ધ્યાન તમે જો તેમાં, સુધરે જન્મ તમારો રે;— સ૦
કોઈ પ્રસંગે કોઇ સમયમાં, ઘરમાં કે જલઘાટે રે;
સ્રીજન પણ નિજ અંગ ન દેખે, જાતાં વળતાં વાટે રે; સ૦
વાવ સરોવર નદિએ ન્હાવા, કુલવાને નહિ જાવું રે;
જરૂર જાવું કદિક પડે તો, નિમર્યાદ ન ન્હાવું રે.— સ૦
જરૂર પડે તો પ્રૌઢપણાથી, જાવું ગુરૂજન સંગે રે;
સરખે સરખાંની હાંસી પણ, ન કરો કોઈ પ્રસંગે રે. સ.
ધીરી ચાલ વિચારી ચાલો, નાકપઘોર નિહાળી રે;
રૂપ અને યૌવનના મદથી, મનને પાછું વાળી રે. સ.
અજવાળે ઉભીને કપડાં, કોઈ દિવસ નહિ ધરવાં રે;
ધરવાં વસ્રાભૂષણ તે પણ, જેમ ન લાગે વરવાં રે— સ.
ઉંચાં નીચાં અંગ ન લાગે, ઓઢણ ઓઢો એવાં રે,
આછકડાં ને અંગ ન ઢાંકે તજવાં કપડાં તેવાં રે;— સ.
ઉંચે સ્વરથી વાત ન કરવી; હોઠ બહાર ન હસવું રે;
સદાચરણની સડક ઉપરથી, તલભાર નહીં ખસવું રે. સ.
બારૂ કે બારીમા. લટકી, જાતે કાંઈ ન જોવું રે;
જે તે વાતવિષે અણસમજે, રીસ કરી નહિ રોવું રે.— સ.

પીડા થાય હૃદયમાં પૂરને, એવાં વચન નઠારાં રે;
સુખ ઉપજે ને આશિષ આપે, એવાં સમજો સારાં રે.— ૨
ભાંડભવાઇ નાચ તમાસા, નયને નહિ નિરખીએ રે;
પોતાની કે પરની નિંદા, સાંભળવી નહિ સખિએ રે. ૨
નહિ ખાવા સમ દેવા ન કહિ, શાખ ન ખોટી ભરવી રે;
માન અને અપમાનતણી પણ, વાત ન બીજે કરવી રે;— ૨
હળવા ભળવા કે આથડવા, પરને ઘેર ન જાવું રે;
દુઃખ અને સુખ જે પોતાને, ગાંડાં ક્યાંહિ ન થાવું રે; સ.
મારે આમ અને આવું રે છે, વાત ઉઘાડી એવી રે;
હરખપદૂડાં થઇને પોતે, બીજાને નહિ કે'વી રે;— સ.
શું કહું બ્હેનો સર્વ પ્રકારે, સદ્‌ગુણ સઘળા લેવા રે;
ગુરુજનને પતીનું પ્રીય કરવું, એ હરીહરની સેવા રે;— સ.
મનન સદા પતીપદનું કરવું, ગુણ ઇશ્વરના ગાવા રે;
સુખ મેળવવા સઘળાં સાચાં, દુઃખ હૃદયમાં જાવા રે;— સ.
જપ તપ ઇશ્વિરનું આરાધન, સાવધ થઇને કરવું રે;
કેશવહરિનું અંતરમાંથી, નામ કદી ન વીસરવું રે;

